# નાયી બ્રાહ્મણ કાવ્યમાળા

## ભાગ ૧ લો

સંગ્રહ કરી છપાવનાર

**ફુલચંદ મગનલાલ શર્મા**

ઉપમંત્રી ગુજરાત પ્રાંતિક નાયી બ્રાહ્મણ સભા

જમાલપુર દરવાજા પાસે—અમદાવાદ

શ્રી સૂર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઈ ત્રીકમલાલે

છાપી. ઠેકાણું—પાનકોર નાકા—અમદાવાદ

આવૃત્તિ બીજી    પ્રત ૧૦૦૦    સંવત ૧૯૮૭

કિંમત એક આનો

# નિવેદન

નાયીના બ્રાહ્મણત્વની હીલચાલ ગુજરાત પ્રાંતમાં શરૂ થયા પછી જ્યારે પ્રાંતિક સભાનાં કાર્યકર્તાઓ ગામડાંમાં જતા ત્યારે તેમની આજુબાજુ નાનાં બાળકો વીંટળાઇવળી ચોપડીની માગણી કરતાં. કેટલાંક તો પોતાના બાપ પાસેથી પૈસા કઢાવી ચોપડીને બદલે નાયી બ્રાહ્મણ હિતેચ્છુ માસિકનો એકાદ અંક ખરીદીને સંતોષ માનતાં. ગુજરાત પ્રાંતમાં પ્રચાર કરનારને પણ જ્યાં જવાનું થતું ત્યાં માસિકની ફાઇલો વખતો વખત પોતાની સાથે લઇ જવી પડતી. એટલું તો નહિ જ પરંતુ જ્ઞાતિને હમેશ જાગૃત રાખવાને માટે આવા પુસ્તકની ખાસ જરૂર અમોને જણાઈ અને તેજ કારણે ગુજરાત પ્રાંતિક નાયી બ્રાહ્મણ સભાને અંગે ચાલતી "નાયી બ્રાહ્મણ ગ્રંથમાળા"ની યોજના દ્વારા નાયી બ્રાહ્મણ હિતેચ્છુ માસિકમાં છપાઈ ગએલાં કાવ્યોમાંથી પસંદ કરી આ ચોથું પુસ્તક "નાયી બ્રાહ્મણ કાવ્યમાળા ભાગ ૧ લો" જ્ઞાતિબંધુઓ સમક્ષ બીજીવાર રજુ કરવાને ભાગ્યશાળી થયા છીએ. આશા છે કે જ્ઞાતિબંધુઓ તેનો યથાર્થ લાભ ઉઠાવશે.

અમદાવાદ
ધનતેરશ, સં. ૧૯૮૬

ફુલચંદ મગનલાલ શર્મા
ઉપમંત્રી ગુ. પ્રાં. ના. બ્રા. સભા

॥ ओ३म् ॥

# નાગી બ્રાહ્મણ કાવ્યમાળા

## ભાગ ૧ લો

## ઇશ્વર પ્રાર્થના

### ( હરિગીત છંદ )

એ ઇશ તું કૃપા કર, મુજ રંક જ્ઞાતિ ઉપરે,
કકળે હૃદય જ્ઞાતિજનોનાં, શાન્ત કર તે આ પળે;
આ જ્ઞાતિની દેખી દશા, તું પણ ખસે કયાં દૂર રે,
કંગાલ મારી જ્ઞાતિની, છે તે દશા સુધાર રે. ૧
હતું તેજ ને ગૌરવ અમારૂં, તે હવે દેખાય ના,
આચાર ને વિચાર પૂર્વના, તે પણ હવે થાય ના;
ધોળે દિવસ લઇ દીપ હાથે, કૂપ પડવાનું કરે,
કંગાલ મારી જ્ઞાતિની, છે તે દશા સુધાર રે. ૨
નહિ આત્મશ્રદ્ધા રહી જરી, વિશ્વાસ શોધ્યો નવ જડે,
પણ દીકરાના બાપ થાવા, મૃત શરીર પર ગીધ પડે;
જાણતી નથી નીજ સુંદરી, તેથી કરે આવું અરે,
કંગાલ મારી જ્ઞાતિની, છે તે દશા સુધાર રે. ૩

નથી સંપ અગ્રેસરતણો, સ્થિતિ દુઃખદ તેથી થઇ,
નહિ સંપ ત્યાં નહિ જંપ, તે કહેવત હવે સાચી ઠરી;
કુસંપે કુકર્મો કર્યાથી, ફાવતા ત્રીજા ખરે,
કંગાલ મારી જ્ઞાતિની, છે તે દશા સુધાર રે. ૪
મુજ જ્ઞાતિના જે બાળ તે, ભૂખે મરે પરનાં જમે,
અંજાઇ જીવ પતંગ દીવે, ઉજળું તેથી ગમે;
નીજ કાય અગ્નિથી બળે, પસ્તાય મનમાં તાહરે,
કંગાલ મારી જ્ઞાતિની, છે તે દશા સુધાર રે. ૫
ગઈ બાળકી જઇ બહાર, તે આશિષ દે રડતા દિલે,
નીરખે નહિ કો દિન નીકટના, સ્નેહીઓ તેથી રૂએ;
રડતા હૃદયની આશિષે, માબાપનો દિ ના વળે,
હું વિનતિ કરૂં ઇશ તુજને, જ્ઞાતિ દિ સુધાર રે. ૬

શીલી — સોમાભાઇ શંકરભાઇ તલાટી

## તમારી જ્ઞાતિને માટે

### ( ગઝલ )

કશું ના થઈ શકે અમથી, અરે ઓ એમ વદનારા;
જરા તો લાગણી રાખો, તમારી જ્ઞાતિને માટે. ૧
ન બીકૃતા બતાવી દ્યો, થયા કાં સુસ્ત ને એદી;
જરા તો આંખ ઉઘાડો, તમારી જ્ઞાતિને માટે. ૨
પડયાં જે કારમાં દુઃખો, મુંગે મોંઢે સહન કરતાં;
બહુ ઉંઘ્યા હવે જાગો, તમારી જ્ઞાતિને માટે. ૩
ભલે હો નાના કે મોટા, અગર હો જો બરોબરીઆ;
ધરો સમભાવના હૈડે, તમારી જ્ઞાતિને માટે. ૪

કરો જે કંઈ બને તે તે, વિસારી દ્વેષને ઈર્ષા;
તજી દ્યો દંભ મગરૂબી, તમારી જ્ઞાતિને માટે. ૫
ધરો ના ભાવના કો દિ, તવંગર યા ગરીબીની;
સમર્પો તન મન ધનને, તમારી જ્ઞાતિને માટે. ૬
ગણો ના તાપ ને ઠંડી, ઋતુ વર્ષા નહિ જાણો;
શીખી લ્યો પાઠ સ્વાર્પણનો, તમારી જ્ઞાતિને માટે. ૭
તવંગર યા ગરીબોને, દેતા જે જ્ઞાન ને ભક્તિ;
ગયા એ વીર ભક્તો તો, તમારી જ્ઞાતિને માટે. ૮
સુખો ને દેહના ભોગે, કરીને સર્વની સેવા;
ગયા જે જે બધા વીરા, તમારી જ્ઞાતિને માટે. ૯
તમારી જાતને માટે, તમારાં બાળકો માટે;
સદા સર્વસ્વ અર્પી દ્યો, તમારી જ્ઞાતિને માટે. ૧૦

વસો શિવરામ ભુલાભાઈ શર્મા

## જ્ઞાતિભાઇઓને અરજ

(રાગ-મા મને ખાદીની ટોપી અપાવો)

નાયી વીરા જાગો હવે તમેરે. ટેક.

બાળા ભણાવો બાળકો ભણાવો,
જ્ઞાની બનાવો તમે. નાયી ૧

બાળ સગાઇ છોડો બાળલગ્ન છોડો
છોડો કુધારા તમે. નાયી ૨

દિકરીના પૈસા ગૌમાંસ સરખા,
તેને છોડો તમેરે. નાયી ૩

કુધારા છોડો ને સુધારા પાળો,
ગ્નાતિમાં સ્હાય કરોરે. નાયી ૪

એઠાં જુઠાં અન્ન છોડો તમે,
ગુલામી બંધન તોડો. નાયી ૫

હાથે કરીને હલકાઈ છોડો,
સ્વમાન જાળવો તમે. નાયી ૬

હાથે કરીને સ્થિતિ બગાડી,
પૂર્વજોને યાદ કરોરે. નાયી ૭

દાસ **રામજીની** અરજ સુણો તમે,
જ્ઞાતિનાં દુઃખ ટાળોરે. નાયી ૮

વરતેજ રામજીભાઈ જુઠાભાઈ હીરાણી

## સમજણમાં ઘણો ફેર છે

નાયી બ્રાહ્મણ જાણો, કોઇ પક્ષપાત ના તાણો;
મારા વીરા સમજણમાં ઘણો ફેર છે. —ટેક

ક્ષૌરકર્મ છે ઈશ્વર આજ્ઞા, ના જાણો કોઈ નીચ;
નીચ કહે તે શૂદ્રજ જાણો, બુદ્ધિ કાદવ કીચ. મારા વીરા. ૧

ક્ષૌર કરાવે તે જન યજમાન, નમજો જોડી હાથ;
નાયી બ્રાહ્મણ નહિ જેવા તેવા, મૃત્યુલોકના નાથ. મારા વીરા. ૨

વપન હુકમ વેદોમાં છે, બ્રાહ્મણ કેરૂં કર્મ;
મૂર્ખ નર તે શું સમજે, સમજે પંડિત મર્મ. મારા વીરા. ૩

નાયી બ્રાહ્મણ સૌથી શ્રેષ્ઠ, જાણો જગતના ગુરુ;
તન મન ધનથી સેવો તેને, મળે મોક્ષપદ પૂરૂં. મારા વીરા. ૪

પૂર્વે નાયી બ્રાહ્મણ જાતિ, હતા દેવના દેવ;
તેત્રીસ કોટી સુરપતિ ઇંદ્ર, કરતા હતા સૌ સેવ. મારા વીરા. ૫

ઇંદ્ર બાણે ક્ષૌર કર્યું, મચ્છાવેધ ત્રાજવા માંય;
અર્જુનને શોભાવ્યા સારા, પડી સભા પર છાંય. મારા વીરા. ૬

તેત્રીસ કોટી દેવતાના ગુરુ, બૃહસ્પતિ મહારાજ;
ક્ષૌરકર્મ તો પોતે કર્યું, ફેર નાયીને શી લાજ. મારા વીરા. ૭

વૈદિક વિદ્યા નાયી બ્રાહ્મણની, શો બીજાનો અધિકાર;
સૌ જનોના નેતા એ છે, સવિતા કેરા બાળ. મારા વીરા. ૮

હે વાચો નામ છે નાયી બ્રાહ્મણ, કલ્યાણરૂપી આપ;
યજ્ઞ સ્થાનમાં દેવો સરખા, જપતા હતા જાપ. મારા વીરા. ૯

નીતિવાનને નમનતા છે, ગદ્ધો મન મસ્તાન;
નાયી બ્રાહ્મણ ઇષ્ટ દેવ છે, સમજો ગુરુની સાન. મારા વીરા. ૧૦

ઉલ્લકને મન ઉંધું સૂઝે, ના ગમે સૂર્ય પ્રકાશ;
અરેરે આ શું અજવાળું છે, ક્યારે થાશે નાશ. મારા વીરા. ૧૧

ના સમજે તે ગણે બરાબર, મૂર્ખ નર ગમાર;
હળદર બે રૂપીઆની અધમણ, કેશર ભારોભાર. મારા વીરા. ૧૨

ઇશ્વર સત્ છે જગત બ્રહ્મ છે, સાક્ષીરુપ દેખાય;
**ભીખનપ્રસાદ શર્મા** ભાખે, અજ્ઞાની અકળાય. મારા વીરા. ૧૩

**જોગણ** **ભીખનપ્રસાદ પીતાંબરજી શર્મા**

# કરોને કામ વિચારી

## ( ગઝલ )

અરે ઓ હિંદના વાસી, અરે ઓ નાયીના પુત્રો;
તમારી આંધળી શ્રદ્ધા, અમોને દુઃખ દેનારી. ૧

કરો છો કર્મ કાં કુડાં, ભુંડા આચાર સર્વે છે;
વૃત્તિઓ નીચ કાં ધારી, કરોને કામ વિચારી. ૨

તમો જેવાં કરો કામો, તમારા પુત્રો તે કરશે;
જુના રિવાજ લ્યો જાણી, કરોને કામ વિચારી. ૩

હતા પુત્ર 'નાયી બ્રાહ્મણ'ના, થયા તમ પુત્ર શૂદ્રોના;
ખરેખર વાત ના જાણી, કરોને કામ વિચારી. ૪

તમારા પુત્રો બીચારા, કેળવણીવીણ અકળાણા;
રહો મન લાગણી ધારી, કરોને કામ વિચારી. ૫

ભરો તમ નાણાં સૌ ફંડે, ઉઘરાવી આપોને પંડે;
થશે જેમાંથી કેળવણી, કરોને કામ વિચારી. ૬

નાયીના પુત્રો સૌ ભણશે, તમારૂં દુઃખ સૌ ટળશે,
ખરેખર વાત આ સારી, કરોને કામ વિચારી. ૭

એકેકો રૂપીઓ આપો, થશે જેમાંથી હજારો;
ભણી આશિષ દે સારી, કરોને કામ વિચારી. ૮

અરે ઓ નાયીના પુત્રો, તમો હવે ઉંઘતા જાગો;
બનો સૌ દઢતા ધારી, કરોને કામ વિચારી. ૯

વાસણા શિવલાલ માવજીભાઇ કૃષિકાર

# જ્ઞાતિમાતાને વંદન

## ( રાગ–અયિ માતૃભૂમિ તેરે )

અયિ જ્ઞાતિમાતા તેરે, ચરણોંમેં શિર નમાઉં;
મૈં ભક્તિ ભેટ અપની, તેરી શરણમેં લાઉં. ૧
માથે પૈ તું હો ચંદન, છાતી પૈ તું હો માલા;
જીહ્વા પૈ ગીત તું હો, મૈં તેરા નામ ગાઉં. ૨
જીસસે સુપૂત ઉપજે, શ્રી વાયુ સવિતા જૈસે;
ઉસ તેરી ધુલિકોમેં, નિજ શિષ પૈ ચઢાઉં. ૩
નારદ હનુમાન જૈસે, જગમેં પ્રસિદ્ધ હુવે હૈં;
શીખોંમેં નામ રખ્ખા, બુદ્ધોંકો તેં દીપાયા. ૪
સેનાકી ભક્તિ ભારી, પ્રભુકો બનાયા નાયી;
ઐસે સુપૂત હુવે હૈં, ચરણોંમેં શિર નમાઉં. ૫
હમ નિંદમેં પડે થે, સબકો જગાને વાલે;
રેવતીપ્રસાદ ભયે હૈં, જિસને યે હાક મારા. ૬
યુ. પી. પંજાબ જાગા, ગુજરાત મદ્રાસ જાગા;
સૌરાષ્ટ્ર પુત્ર જાગે, તેરી સેવા યે માગે. ૭
સેવામેં તેરી સારે, ભેદોંકો ભૂલ જાઉં;
વહ પુણ્ય નામ તેરા, પ્રતિદિન સુનું સુનાઉં. ૮
તેરેહી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં;
મન ઔર દેહ તુજ પર, બલિદાન મૈં ચઢાઉં. ૯
જ્ઞાતિકા કાર્યમેં તું, રામજી બલિદાન દે તું;
કીસ્તીકો પાર કર દે, નાવિક બનકે તું તો. ૧૦

વરતેજ    રામજીભાઇ જુઠાભાઈ હીરાણી

# જાગૃતિ

## ( રાગ–ભૂલ્યો મન ભમરા )

જાગોરે જાગો તમો ઓ વીરા, નાયી બ્રાહ્મણના બાળ;
આળસ મેલી ઉઠો તમો, હવે લગાડો નહિ વાર. જાગો. ૧
મધ્ય સમુદ્રથી નાવ આ, આવ્યું કિનારા પાસ;
સતત પ્રયાસ જો નહિ કરો, તો તો પામશે નાશ. જાગો. ૨
ભાન ભૂલી તો તમે ગયા, અળગો કરી આચાર;
સેવા કરો નિજ બંધુની, છોડો ગુલામી લગાર. જાગો. ૩
શાસ્ત્ર પોકારે છે પ્રેમથી, ઉત્તમ નાયીનો ધર્મ;
સ્વાદ તજો જીભ્યા તણો, કુડાં કરો શું કર્મ. જાગો. ૪
દ્દઢ પ્રતિજ્ઞા મન ગ્રહી, કરવા જ્ઞાતિ કલ્યાણ;
એવો પ્રયત્ન આદરો, થાય વિશ્વમાં વખાણ. જાગો. ૫
બાળક બિચારાં ધન વિના, રહે અભણ અજ્ઞાન;
તેને મદદ તમે કરો, થકી તન મન ધન. જાગો. ૬
જગે જન્મી જશ મેળવો, મેળવો કીર્તિ ને માન;
વિદ્યા થકી સઘળું મળે, નિશ્ચે રીઝે ભગવાન. જાગો. ૭
વિદ્યા વિના જન તો પશુ, વિદ્યાહીણ તે ગમાર;
કષ્ટ પામે છે તે તો બહુ, વિદ્યાહીણ ખાય માર. જાગો. ૮
વિદ્યા થકી નીચ ઉંચ છે, પામે છે બહુ માન;
મોટારે મોટા મહીપતિ, થકી મેળવે માન. જાગો. ૯
ભારત સર્વ જાગૃત થયું, નાયી સુતા છો કેમ;
વખત આવ્યો આજે ખરો, શિવો કહે છે એમ. જાગો. ૧૦

વાસણા — શિવલાલ માવજીભાઈ કુષિકાર

૧૫૬૨૧

# ચેતવણી

( રાગ-શુદ્ધ સુંદર )

જ્ઞાતિતણા એ ભાઇઓ, ડહાપણ હવે શું દાખવો;
જ્ઞાતિતણું નથી ભાન તમને, સ્વાદ જીભે ચાખવો. ૧
ભાન ભૂલી રામ ભૂલી મચી રહ્યા છો કામમાં;
કેમે કરી સુઝતું નથી, આ મોહનાજ મકાનમાં. ૨
માયાતણી મદ જાળમાં, સપડાઇ પડયા છો આપ સૌ;
મરતાં સુધી મૂકતા નથી, જીભ્યા તણો ચટકો સહુ. ૩
નામ નહિ નિશાન નહિ, ભૂલા પડયા એકવાર સહુ;
કરી ગયા અમ બાપદાદા, કામ તોય રહ્યાં બહુ. ૪
રમત રમતાં યુવાન વૃદ્ધો, લડી પડયા એક વાતમાં;
વૃદ્ધો વડીલો આપણા, તે મચી રહ્યા લાલચમાં. ૫
પટેલ થઈને પેટ ભરતા જ્ઞાતિ હિત હૈડે નહિ;
મારે મારી મિથ્યા જનની, કામ કદી કરશો નહિ. ૬
આગ લાગી બહુ હવે, એ આગેવાનો આપણા;
નહિ હોલવો તો જાન જાશે, વાળંદતણી આ કોમના. ૭
જયાં સુધી નહિ મૂકશો, આ સ્વાદ કઢી દાળનો;
ત્યાં લગી ન ઉદ્ધાર આરો, ખચિત કહું હું આપનો. ૮
લાલચ માંહી લપટાઇ પડીઆ, નથી સુઝતું હવે કશું;
કેમે કરી નથી છોડતા, આ દુષ્ટ રિવાજો તસુ. ૯
હાય હાય કરશો નહિ, છે હાથ બાજી આપના;
જો ચેતીને તમ ચાલશો, તો ભાર શા છે પાપના. ૧૦
કહે હાથ જોડી દાસ **શિવો**, જ્ઞાતિતણા સૌ ભાઇને;
સ્વાર્થ ત્યાગી કામ કરજો, આવ્યો અવસર જાણીને. ૧૧

વસો — શિવરામ ભુલાભાઇ શર્મા

## અમારી કોમને માટે

### ( ગઝલ )

નથી ચાંદ માનની ઇચ્છા, નથી ગરદન તણી પરવા;
અગમ આ બાથ ભીડી છે, અમારી કોમને માટે. ૧
ભલે સૌ જગતના લોકો, અમારી વાત પણ કરતા;
છતાં નહિ લેશ ડરવાના, અમારી કોમને માટે. ૨
સહીશું તાપ ને ઠંડક, સહીશું સુખ ને સંકટ;
છતાં એ કાજ તો કરશું, અમારી કોમને માટે. ૩
હઠીશું નહિ અમો કોથી, ઝતુની બોધ દેવાને;
ફરીશું શહેર કે શેરી, અમારી કોમને માટે. ૪
નથી ધન પુત્રની આશા, નથી દુનિયાતણી પરવા;
જગાડીશું સકળ જ્ઞાતિ, અમારી કોમને માટે. ૫

નડિઆદ ... છોટાલાલ ફુલચંદ પારેખ

## તમારા હિતને માટે

### (ગઝલ)

પળે નહિ વેદનાં વચનો, અરે ઓ એમ વદનારા;
હવે તો ચેતીને ચાલો, તમારા હિતને માટે. ૧
પોકારે વેદ ને વૈદક, ખરા છો બ્રહ્મના પુત્રો:
હવે સૌ ચેતીને ચાલો, તમારા હિતને માટે. ૨
બનીને શૂદ્ર કાં સુતા, અરે બ્રહ્મ નાયીના પુત્રો;
થયું પ્રભાત પચરંગી, તમારા હિતને માટે. ૩
તમારા પૂર્વજો એવા, કરે નહિ કોઈની સેવા;
બનોને તમ હવે તેવા, તમારા હિતને માટે. ૪

વચન તો વેદનાં સુણી, પળે તે પાળજો પ્રીતે;
તજી દંભ દ્વેષ ને ઇર્ષ્યા, તમારા હિતને માટે. ૫
નાયીનું કામ તો શું છે, વૈદકને ક્ષૌર કરવાનું;
કહે છે વેદ પોકારી, તમારા હિતને માટે. ૬
ન માનો કામ તો હલકું, અરે એ ક્ષૌર કરવાનું;
તજી દો અન્યની સેવા, તમારા હિતને માટે. ૭
તજી દો દ્વેષ ને ઈર્ષ્યા, બનો સૌ એકતા ધારી;
કહે છે **શિવો** પોકારી, તમારા હિતને માટે. ૮

**વાસણા** **શિવલાલ માવજીભાઈ કૃષિકાર**

## ભલું જો જ્ઞાતિનું ચાહો
### (ગઝલ)

જ્ઞાતિ ઉદ્ધારવા કાજે, મદદ નાણાંતણી આપો;
દયા દિલે જરા લાવો, ભલું જો જ્ઞાતિનું ચાહો. ૧
તમારા જ્ઞાતિબંધુનું, દરદ કંઇ ધ્યાનમાં લેજો;
કરો સૌ જ્ઞાતિની સેવા, ભલું જો જ્ઞાતિનું ચાહો. ૨
કુરૂઢિને તમે ત્યાગો, હવે તો નિંદથી જાગો;
નાયી બ્રાહ્મણને માનો, ભલું જો જ્ઞાતિનું ચાહો. ૩
સમય વહી જાય છે કેવો, ફરી મળે નહિ એવો:
માટે કંઇ યોજના યોજો, ભલું જો જ્ઞાતિનું ચાહો. ૪
બુરી સ્થિતિ પલટવાને, નિડરતા સૌ ગ્રહણ કરજો;
ભણાવો બાળકી બાળો, ભલું જો જ્ઞાતિનું ચાહો. ૫
પુરાણું યાદ તો લાવો, છેવટનો એ જ છે દાવો;
વદું છું નમ્ર ભાવેથી, ભલું જો જ્ઞાતિનું ચાહો. ૬

**કરમસદ** **ખોડાભાઈ ભીખાભાઈ માસ્તર**

# હવે તો લેશ જાગોને

## ( ગઝલ )

સુતેલા નિંદના ભોગી, હવે તો લેશ જાગોને;
થયું પ્રભાત પચરંગી, શૈયાને સોડ ત્યાગોને. ૧
હતા જે દુ:ખના દિવસો, વિભુએ વેગળા મૂકયા;
છતાં ના ચિત્તમાં ચિંતા, લગારે ઉન્નતિ માટે. ૨
ફૂંકે છે કાનમાં બણુગાં, બજે છે નાદ દુંદુભી;
છતાં ના આંખને ખોલો, હવે તો લેશ જાગોને. ૩
વિભુજી સ્હાય કરવાને, ગરૂડે સ્વાર થઇ આવ્યા;
તમારી ઉન્નતિ માટે, દિવસ તો સુખના લાવ્યા. ૪
વિભુએ સ્નેહથી અર્પ્યા, સુયોગો સ્હેજમાં સારા;
ગુમાવો તક કાં ખાલી, ક્ષણિકનું સુખ ચ્હાનારા. ૫
તમે છો સુખના ભોગી, સુખો એ કામનાં શું છે;
ન દીધું દાન વિદ્યાનું, પછી એ કામનાં શું છે. ૬
કરી પટલાઈ તો ખોટી, ગરીબોને રડાવો છો;
દંડીને રોકડા પૈસા, પછી મોજે ઉડાવો છો. ૭
અરે એ મોજ છે ખોટી, હૃદયને નાંખશે ચુમી;
તમારી આંધળી શ્રદ્ધા, ઘરેઘર છે રહી ઘૂમી. ૮
તમારી આંધળી શ્રદ્ધા, હવે તો દૂર કરવાને;
ભણાવો બાળકી બાળો, તમારાં દુઃખ હરવાને. ૯
સુતા નર નિંદના ભોગી, હવે આલસ્ય ત્યાગોને;
શિવો કહે બાળ છે દુ:ખી, હવે તે દુઃખ ભાગોને. ૧૦

વાસણા — શિવલાલ માવજીભાઇ કૃષિકાર

# ન મારો પેટ પર પાટુ

## ( કવાલી )

સુણોને નાયીઓ શાણા, તમારા કાનની દ્વારા;
અરે ઓ ઇર્ષ્યાવાળા, ન મારો પેટ પર પાટુ. ૧

ઘરાકી ગામમાં હોયે, છતાં પરગામને ચાહે;
જ્ઞાતિને દુઃખ દેવાને, ન મારો પેટ પર પાટુ. ૨

મગજમાં ઇર્ષ્યા લાવી, આંખોથી ક્રોધ વરસાવી;
દયા ને ધર્મ પરવારી, ન મારો પેટ પર પાટુ. ૩

તમારી જાત ઝળકાવા, તમારો રોફ પ્રસરાવા;
તમારૂં ગૌરવ બતલાવા, ન મારો પેટ પર પાટુ. ૪

નિસાસા વ્હોરવા કાળા, કરમના બાંધવા ભારા;
જવાને નર્કની દ્વારા, ન મારો પેટ પર પાટુ. ૫

કમાતા બંધુને દેખી, અહો શું ઝેરતો તેથી;
બળીને ખાખ થઇ એથી, ન મારો પેટ પર પાટુ. ૬

તમારૂં પેટ છે જેવું, અરે છે અન્યનું તેવું;
વધારે કેટલું કહેવું, ન મારો પેટ પર પાટુ. ૭

જ્ઞાતિની હાય જો ખાશો, બળીને ભસ્મ તો થાશો;
અંબુ કહે નર્કમાં જાશો, ન મારો પેટ પર પાટુ. ૮

ભાત અંબાલાલ શનાભાઈ નાયી બ્રાહ્મણ

# પડો એ ધૂળ પૈસામાં

## ( ગઝલ )

કરી નહિ જ્ઞાતિની સેવા, જશો આવ્યા અરે તેવા;
ભલે હો લક્ષાધી જેવા, પડો એ ધૂળ પૈસામાં. ૧
કમાણા ખૂબ તો નાણાં, પછી કર્યાં નાતનાં ટાણાં;
ફુલણજી પેઠ ફુલાણા, પડો એ ધૂળ પૈસામાં. ૨
ગયા જંગબાર ને જાવા, કરાંચી બોમ્બે મોમ્બાસા;
કમાણા ખૂબ તો પૈસા, પડો એ ધૂળ પૈસામાં. ૩
ફ્રરો ગાર્ડન અને ગાડી, હજારો હોટલો દહાડી;
રહે તમ જ્ઞાતિ અજ્ઞાની, પડો એ ધૂળ પૈસામાં. ૪
સીમંત તો આવતું જ્યારે, જમાડો નાત તો ત્યારે;
પછી શાબાશ કહે જ્યારે, પડો એ ધૂળ પૈસામાં. ૫
તમારી બાળકી એવી, વયે નાની મનોહરી;
પરણાવી જિંદગી બાળી, પડો એ ધૂળ પૈસામાં. ૬
વિદેશે આપ સંચરતા, દુઃખોને શ્રમ સહન કરતા;
પછી પૈસા ગ્રહણ કરતા, પડો એ ધૂળ પૈસામાં. ૭
સ્વદેશે આવતા જ્યારે, હજારો પામતા ત્યારે;
શાબાશી લોક કહે ક્યારે, પડો એ ધૂળ પૈસામાં. ૮
શાબાશી પામવા ખોટી, કરો છો નાત તો મોટી;
પછી પાસે રહે લોટી, પડો એ ધૂળ પૈસામાં. ૯
ગુમાવ્યાં ગાંઠનાં નાણાં, કરીને નાતનાં ટાણાં;
વિદેશ જવા વેચતા ભાણાં, પડો એ ધૂળ પૈસામાં. ૧૦

વાસણા — શિવલાલ માવજીભાઇ કૃષિકાર

## લીમ્બચ માતની જયંતી

આજ છે આજ છે આજ છે રે લીમ્બચ માતની જયંતી આજ છે.
નાયી બાળ તણું શિરતાજ છેરે ... ... ...લીમ્બચ ૧
માતા પિતા બંધુ ભગિની (૨) આડોશી પાડોશીને કુટુંબી (૨)
તુજ ભક્તિ અંતરે સ્ફુરાવજેરે ... ... ...લીમ્બચ ૨
દ્વિકર જોડી મસ્તક ધરીએ (૨) ગીત મધુરાં પ્રેમથકી ગાઇએ (૨)
ખુશી થઇને આશિષ શુભ આપજેરે... ... ...લીમ્બચ ૩
કર્મતણું ભાન ભૂલી ગયા છે (૨) બીજે રસ્તે તુજ બાળો ચઢયા છે(૨)
માતા ઉંઘમાંથી તેહને જગાડજેરે ... ... ...લીમ્બચ ૪
શુભ કાર્યોથી પ્રસિદ્ધ થયાં છો (૨) અમ હૃદયે શું રમી રહ્યાં છો (૨)
લીધી ટેક તેને નિભાવજેરે... ... ... ...લીમ્બચ ૫
દુઃખો પડયાં શું અમ બહુ માથે (૨) જાગ્યા હવે બંધુઓ સૌ સાથે (૨)
નાયી બ્રાહ્મણ જગતમાં જણાવીયા રે... ... ...લીમ્બચ ૬
નાયી બ્રાહ્મણ મંડળો ભરાયે (૨) તુજ બાળો તારી જય ગાયે (૨)
શર્મા શિવરામને સ્હાય થાજેરે ... ... ...લીમ્બચ ૭
નાથજી તુજને વિનતિ કરે છે (૨) હૃદયેથી પ્રેમ પુષ્પ ધરે છે. (૨)
સત્યમેવ જયતે શીખવાડજેરે ... ... ...લીમ્બચ ૮

**નિસરાયા** **નાથાલાલ લલ્લુભાઇ માસ્તર**

## અમારી જ્ઞાતિને માટે

( ગઝલ )

વિભૂતિ અંગમાં ચોળી, લઇશું દંડ ને ઝોળી;
ફરી શું ઉન્નતિ ખોળી, અમારી જ્ઞાતિને માટે. ૧
પ્રતિજ્ઞા ભીષ્મની લઇશું, પછી સૌ જ્ઞાતિને કહીશું;
અમો સુસંપીને રહીશું, અમારી જ્ઞાતિને માટે. ૨

સ્વયંસેવક થઇ ફરશું, જ્ઞાતિને બોધ તો દઇશું;
સુવિદ્યા સંપ તો ગ્રહીશું, અમારી જ્ઞાતિને માટે. ૩
દુ:ખોને શ્રમતો સહીશું, મુખે ના કોઇને કહીશું;
સદા ઉન્મતમાં રહીશું, અમારી જ્ઞાતિને માટે. ૪
અમારા બંધુને માટે, અમારૂં રક્ત રેડીશું;
કરીશું તન તો કુરબાન, અમારી જ્ઞાતિને માટે. ૫
કરીશું તન મન ધનથી, સેવા સ્વજ્ઞાતિની કરશું;
અડગ એ ટેક ધારીશું, અમારી જ્ઞાતિને માટે. ૬
અમારી જ્ઞાતિને માટે, ઘરેઘર ભીખ માગીશું;
પછી બાળક ભણાવીશું, અમારી જ્ઞાતિને માટે. ૭
પ્રથમ સેવા બજાવીશું, અને બાળક ભણાવીશું;
પછી સભા સુધારીશું, અમારી જ્ઞાતિને માટે. ૮
અમારા બંધુને માટે, અમારાં બાળકો માટે;
ઘણાં દુ:ખો સહન કરશું, અમારી જ્ઞાતિને માટે. ૯
અરે વીર નાયીના પુત્રો, તમો એ ટેક ધારોને;
શિવો કહે શીખ એ સારી, અમારી જ્ઞાતિને માટે. ૧૦

વાસણા શિવલાલ માવજીભાઈ કૃષિકાર

## લીમ્બચા સ્તુતિ

### ( રાગ—રાણો રાસનો ભરીયો )

મા લીમ્બચા હમારી, લેજો ઉગારી, દુ:ખી તમારાં બાળ—ટેક.
અખિલ ખલકના કર્તા ઈશ્વર, તેમની છો તનયાય (૨)
આદિ ભવાની નામ તમારૂં (૨) કરો નાયીઓની સાયરે...મા. ૧
જે કારણ જન જંગલ વસીયા, બનીયા યોગી આપ (૨)
તે પદ પામે તુજ પ્રતાપે, (૨) જપે બ્રહ્માદિક જાપરે...મા...૨

જગતારણ મા જાણું તમને, યુગોયુગ ધરીયું નામ (૨)
નાથી પુત્રોની વારે ધાઓ (૨) કરો ભકતોનાં કામરે...મા...૩
દેવને દાનવ પીડતા પાપી, દુર કર્યાં તેં દુઃખ (૨)
નાથી બ્રાહ્મણ બાળક સાથે, (૨) મલકાવી બોલો મુખરે...મા...૪
પાટણ નગ્ર પાવન કરીયું, બીરાજ્યાં લીમ્બચ માય. (૨)
નાથી બ્રાહ્મણ સમાજ સર્વે (૨) ગુણ તમારા ગાયરે...મા...૫
સંકટ જાણી સ્હાય કરો મા, સાચો છે વિશ્વાસ. (૨)
**ભીખનપ્રસાદ શર્મા** ભાખે (૨) પુરો હમારી આશરે...મા...૬

**જોગણ** **ભીખનપ્રસાદ પીતાંબરજી શર્મા**

## જ્ઞાતિનો અંતર ધ્વનિ

### ( હરિગીત છંદ )

અગ્રેસરો જ્ઞાતિ તણા, વિનતિ સુણો જ્ઞાતિ તણી,
ચાહ્યું ભલું શું જ્ઞાતિનું, મનમાં વિચારો તમ કંઈ:
અન્યાયનાં કામો ઘણાં, ન પાર કહેતાં આવશે,
પણ ટુંકમાં જ પતાવતાં, જ્ઞાતિ કહી સમજાવશે. ૧
કલમો બનાવી ન્યાયની, વર્ત્યા નહિ એ મારગે,
દીનનાં ગળાં તો કાપતા, નાવ્યા વિચારો મન વિષે;
અન્યાય મિથ્યાવાદ તેમજ. માની હુંપદ બાપનું,
તેથી ભલું કેમ ચાહશો, બની અંધરે જ્ઞાતિતણું. ૨
દીન જ્ઞાતિના શ્રાપો થકી, પુત્રો ભલે વ્યંઢળ બને,
દુ:ખી થતાં પણ સર્વ રીતે, જ્ઞાતિનું ભલું નવ બને;
વળી આપ સ્વાર્થી સાધુ બનીને, સ્વાર્થ પૂરો પાડવા,
પાની પરત કરતા નાહે, દીનને કુવામાં નાંખવા. ૩

સર્વ દુર્ગુણમય બન્યા, ન પાર કે'તાં આવશે,
મોટાઈ એમાં માનતા કો, સમજ કામ ન આવશે;
મોહન મને વિચારતાં, ભવ બંધનો કેમ છૂટશે,
સહ સાત પેઢી નર્કમાં, જઇ સાત ભવ રખડી જશે. ૪
છુટવા તણો ઉપાય બંધન, ઉર વિષે ઉતારજો,
ઉપકાર ન્યાય ને સભ્યવૃત્તિ, ધારી મનમાં રાખજો;
મોટાઈ એમાં છે ખરી, સૌ કાર્ય સમજીને કરો,
વિવેકને સુવિચારથી, જીવન સફળ જલદી કરો. ૫
ખીલવાજ સદ્ગુણો બધા, સાચોજ મારગ એક છે,
દીપક રૂપી શિક્ષણ વિના, અજ્ઞાન તિમિર ન ફીટશે;
વિનતિ ગરીબ જ્ઞાતિ કરે, તુજને વિભુ કર જોડીને,
વિદ્યા રસિક કરજે સદા, સદ્બુદ્ધિ અર્પી જ્ઞાતિને. ૬

મુંઢીયા — મોહનલાલ દેવચંદ માસ્તર

## અમે ના વેઠ કરવાના

### ( ગઝલ )

અમે ના વેઠ કરવાના, અમે ના વેઠ કરવાના;
અમલદારો ભલે ઘુરકો, અમે ના વેઠ કરવાના. ૧
હવે આંખો ગઇ ખુલી, અમે ના લેશ ડરવાના;
ગુલામીની નિશાની એ, અમે ના વેઠ કરવાના. ૨
તમારા તેજની માંહી, જરાયે ના તણાવાના;
હવે તો કાયદો સમજ્યા, અમે ના વેઠ કરવાના. ૩
ઘણા દહાડા તમે ખુંદ્યા, ઘણા દહાડા તમે રૂંધ્યા;
હવે જાગ્યા નથી સુવા, અમે ના વેઠ કરવાના. ૪

કલેક્ટર કે કમિશ્નર હો, ઇલાકાનો ગવર્નર હો;
ગમે તે હો અમારે શું, અમે ના વેઠ કરવાના. ૫
અમે સામ્રાજ્યના શહેરી, અમે પણ હિંદના હકદાર;
હવે સમજ્યા પૂરેપૂરૂં, અમે ના વેઠ કરવાના. ૬
બતાવી કાયદો અમને, ડરાવી વેઠ લીધી બહુ;
હવે પોગળ ગયું ખુલી, અમે ના વેઠ કરવાના. ૭
કહે છે કાયદો ચોકખું, ખરેખર વેઠ ગુન્હો છે;
બધું અંધેર ચાલે છે, અમે ના વેઠ કરવાના. ૮
અમલદારો ગુન્હેગારો, મફતનો માલ જે ખાયે;
સજાને પાત્ર તે પૂરા, અમે ના વેઠ કરવાના. ૯
અમે તો ટેકની ખાતર. અમારૂં બોલ્યું પળવાના;
ઉભી કોંગ્રેસ અમ પડખે, અમે ના વેઠ કરવાના. ૧૦
કદી પોલિસ સોલજરથી, કદી બંદૂક તોપોથી;
ભલે આ પ્રાણ જાયે પણ, અમે ના વેઠ કરવાના. ૧૧

નડિઆદ ચંદુલાલ નંદલાલ દેસાઇ

## નાયી બ્રાહ્મણ ભારતના જાગજો

### ( રાગ—સાબરમતીથી સૈન્ય નીકળ્યું રે )

ગાઢ નિદ્રાથી વીર ઉઠજોરે, થશે તિમિરનો નાશ (૨)
સ્વામી દયાનંદના પ્રતાપથી, થયો વેદોનો પ્રકાશ. નાયી. ૧
જવાલાપુર ગુરુકુળમાંરે, વેદ જ્ઞાનનું પૂર (૨)
ભણ્યા રેવતીપ્રસાદ શર્મા પ્રેમથી, જુઓ નાયી નેતાનું શૂર. નાયી. ૨
મહાસભામાં પ્રસ્તાવ રજુ કરી રે, પંડિત રેવતીપ્રસાદ (૨)
નાયી બ્રાહ્મણ વાવટો ફરકાવીઓ, કર્યો ગગનભેદી નાદ. નાયી. ૩
વેદોનો ભેદ સૌ જાણીયોરે, પુરી જ્ઞાતિની આશ (૨)
ગ્રંથ નાયી વર્ણ નિર્ણય રચ્યો, સાક્ષી વેદશાસ્ત્ર ઇતિહાસ. નાયી. ૪

આગરા સંમેલને આદર્યું રે, વેદ શાસ્ત્ર આધાર (૨)
નાયી બ્રાહ્મણ વર્ણ નક્કી કરી, હવે શા ગુલામીના ભાર. નાયી. ૫
ગુણ કર્મ સ્વભાવ સુધારવારે, કરો કમ્મરકસી જોર (૨)
છે સુરિવાજો સાધવા, કાઢો કુસંપી કોર. નાયી. ૬
ગુલામી પ્રથા વધી ઘણીરે, ન બનો હાથે ગુલામ (૨)
તિરસ્કાર અપમાને હદવાળી છે, ન મળે મહેનતનું દામ. નાયી. ૭
મરવું પણ ડરવું નહિ રે, જાતિ ઉન્નતિને કામ (૨)
ધર્મને શિર પર ધારજો, રાખો હદેમાં હામ. નાયી. ૮
શિવરામ શર્મા નિડર છે રે, તેવા થાઓ તૈયાર (૨)
નસે નસમાં નૂર વ્યાપશે, કરશે પોપજી પોકાર. નાયી. ૯
જાતિ પ્રયત્ન મનથી આદરો રે, કરો તન ધનથી સા'ય (૨)
જે જ્ઞાતિસેવામાં શૂરવીર છે, ધન્ય માતપિતાય નાયી. ૧૦
પ્રથમ એકસંપ આપણેરે, થવું જોઇએ મારાવીર (૨)
આવરણ આવે તે વેઠજો, રાખો મન ધારણધીર. નાયી. ૧૧
વળી કેળવણી છે કમીરે, કહું છું લાગીને પાય (૨)
ગુરુકુલમાં સંતાન સોંપી દ્યો, શાસ્ત્રભેદ સમજાય. નાયી. ૧૨
ગુરુ ગુણીયલ રેવતીપ્રસાદજી રે, પિતા દીપચંદના બાળ (૨)
નાયી બ્રાહ્મણ ધર્મ સ્થાપીઓ, એ મૂળ પેઠું પાતાળ. નાયી. ૧૩
પરનું ખાવું પ્રતિજ્ઞા કરો રે, જાળવો જાતિનું માન (૨)
જીબ્યાના સ્વાદો છોડજો, ભલે જાય જીવ જાન. નાયી. ૧૪
એકાણું ઉતરી બાણું બેસતાંરે, આવે સમો એ વાર (૨)
હશે ઉલક જેવા આત્મા, શોધે સંતાવા નિરધાર. નાયી. ૧૫
ભ્રમજાળના ફાંસા તોડવારે, બનો સત સ્વરૂપ (૨)
**ભીખનપ્રસાદ** ભાખે ભાવથી, ન પડો ભ્રમને કુપ. નાયી. ૧૬
**જોગણ** . **ભીખનપ્રસાદ પીતાંબરજી શર્મા**

# ઉંઘો છો કયાં સુધી

## ( કવાલી )

જ્ઞાતિતણા સુપુત્રોરે. ઉંઘો છો કયાં સુધી;
સવિતા દેવના સંતાનોરે, ભૂલ્યા છો કયાં સુધી. ૧

ઉંઘવામાં સર્વ ખોયું, અજવાળામાં બહુ જોયું;
જાગો નહિ પસ્તાશોરે, ઉંઘો છો કયાં સુધી. ૨

જ્ઞાતિતણી કહું કહાણી, મન માનીલોને જાણી;
ભરાશે પુસ્તક ભારીરે, ઉંઘો છો કયાં સુધી. ૩

મન મારૂં કહ્યું ન જાતું, હૃદયે ઘણુંય મુંઝાતું;
કરૂં અરજ હવે સૌ જાગોરે, ઉંઘો છો કયાં સુધી. ૪

નાયી બ્રાહ્મણ છો તમે મોટા, જગમાં નથી તમ જોટા;
રેવતીપ્રસાદજીએ જણાવ્યુંરે, ઉંઘો છો કયાં સુધી. ૫

દુનીઆમાં જન્મ પામી, કહો શી કરી કમાણી;
શિવરામ પેઠે કામે લાગોરે, ઉંઘો છો કયાં સુધી. ૬

આવોજી બહાર આવો, નાયી ખરા સંતાનો;
જ્ઞાતિદ્રોહી થવા ના પામોરે, ઉંઘો છો કયાં સુધી. ૭

નિસરાયા — નાથાલાલ લલ્લુભાઇ માસ્તર

# મંગળા ચરણ

વંદુ હું તુજને માત લીમ્બચી (૨)
કષ્ટ સહુ કાપની દુઃખ સહુ ભાગની સુખ સર્વ આપની
નાયી બાળ પોષક થા.........થા...થા......... વંદુ
હિતને તું હૈડે ધાર (૨) નાયી બાળને જગાડ (૨)
સહુ નાયી તુજ ચરણે (૨) શરણે (૨)
વિજય વિજય લીમ્બચી, લીમ્બચી, લીમ્બચી. વંદુ

નિસરાયા — નાથાલાલ લલ્લુભાઇ માસ્તર

# જુઓને લીલા હરિના નામની
## ( રાગ—પરજીઓ )

માંડવો બનાવ્યો સવા લાખનો રે, ઉપર નાગર વેલ (૨)
નિત્યે નવતમ ફુલ ખીલીયાં, મનની મુમતાઓ મેલ.
જુઓને લીલા હરિના નામની. ટેક
મધ્યાને ચોરી ચિતરીરે, ગુજર મેલ્યાં છે ચાર (૨)
ગણપતિની પૂજા કરી, બ્રહ્મા ભણે વેદ અપાર. જુ૦ ૧
મનવૃત્તિ મંગળ ગાય છે રે, બ્રહ્મમાં જવ તલ હોમાય (૨)
લગ્નની વરમાળ બની, ઓહંગ સોહંગ ફેરા ફરાય. જુ૦ ૨
નુરતા કન્યાને આત્મા વર થયો રે, થઈ છે લીલા લહેર (૨)
સૂરતાએ કંસાર જમાડીઓ, ગુરુએ કરી છે મહેર. જુ૦ ૩
અદો સદોને ગોર આવીઆ રે, મંગળ વર્ત્યા છે ચાર (૨)
લક્ષ રૂપીએ વધાવીઆ, જવું પરાની પાર. જુ૦ ૪
કર્મ ભ્રમ નાંખ્યાં કરી રે, વર્ત્યો જે જે કાર (૨)
દાસ **મોતીરામે** જાણીયું, મનની ફરે છે માળ. જુ૦ ૫

**સીહુંજ** **મોતીરામ મહારાજ**

# અમે તો સત્ય કહેનારા
## ( ગઝલ )

અમે વાતો જીગરનીમાં, સદાએ પ્રેમ ભાળ્યો છે;
દીઠું સાચું જણાવામાં, કદી નહિ ભેદ ભાળ્યો છે. ૧
ભલે કહેજો ગમે તેવા, અમે બદબોઈ સુણનારા;
અદ્યાપિ જખ્મો રહેનારા, તથાપિ સત્ય કહેનારા. ૨
લખો જાહેરમાં જૂઠું, અમે ન લેશ ડરનારા;
સીધા સોટી સમા કરવા, અમે તો સત્ય કહેનારા. ૩

કરી આડંબરો મોટા, ધતીંગો બહુ જગાવો છો;
તમારાં પોગળો ખોલી, અમે તો સત્ય કહેનારા. ૪
તમારા માર્ગમાં અમને, નહિ ઈન્સાફ મળવાનો;
પ્રભુની છે અદાલતમાં, અમારે ન્યાય સુણવાનો. ૫

વસો બબલદાસ પ્રભુદાસ શર્મા

## શું વળ્યું ?

### ( કવાલ )

સંતાનને સુધારવા, ચિન્તા નહિ ચિત્તે ધરી;
મૂરખાં રહ્યાં તો રોદણાં, રોયા કર્યાથી શું વળ્યું ? ૧
લગ્ને ફટાણાં ગાય જો, સન્નારીઓ સન્નિધિમાં;
તો લાજ કાઢી લોકની, ઝીણું વધ્યાથી શું વળ્યું? ૨
માબાપની સેવા અગર, મુશીબતો જાણી નહિ;
મુઆ પછી મોટા વરા, કીધા તથાપિ શું વળ્યું ? ૩
ને ભાઈ સામે ભાગ લેવા, કોર્ટમાં દાવા કર્યા:
મુઆ પછાડી મૂરખા મૂછો, મુંડાવ્યે શું વળ્યું ? ૪
પારણે પોઢેલને, પરણાવીઆં પ્રીતે કરી;
એકાદ માંદુ થઈ મુએ, માથાં પછાડે શું વળ્યું ? ૫
પૈસા લઇને પૂરતા, દીધી બુઢાને બાળકી:
રાંડયા પછાડી રાગડા, તાણી રડયાથી શું વળ્યું ? ૬
મરતાં પહેલાં માનુની, પતિ પ્રેમ પીછાણ્યો નહિ;
દિલ ના મુંડયું માથું મુંડયું, મુંડાવવાથી શું વળ્યું ? ૭
જીવતાં જાણી નહિ, જેની જરૂરીઆતો જરી;
મુઆ પછાડી માનવી, મિથ્યા રડયાથી શું વળ્યું ? ૮

મુંબઇ "ગુજરાતી"

# ખરો અવસર

## ( ભજન )

હરે કોઈ નાયી બ્રાહ્મણમાં ભળો, મનુષ્ય તન અવસર આવ્યો ખરો ટેક
પંચ તત્વનો પીંડ બન્યો છે, તેમાં ગર્વ શું કરો;
અદક્ષ આવે ટુંકડી તો તારાની પેઠે ગરો. મનુષ્ય. ૧
નાયી નેતા દીપચંદ દયાળુ, તેમને વચને વરો;
ગુરુ આચાર્ય ગમ બતાવે, ફેર કુંડે શું ફરો. મનુષ્ય. ૨
કાનપુરમાં કુળના હીરા, દેખી દિલમાં ઠરો;
પંડિત રેવતીપ્રસાદ શર્મા, ને ચરણે ચિત્ત ધરો. મનુષ્ય. ૩
નિડર વીર નાયી બ્રાહ્મણ નેતા, ધન્ય છે આવા નરો;
ભક્ત શિવરામ શર્મા સાચા, નાયી જ્ઞાતિ દુઃખ હરો. મનુષ્ય. ૪
ક્ષૌરકર્મને નીચ ગણો છો, ગમ વિના ગુંચાઇ મરો;
મૂળ ધર્મ તે નથી મટવાનો, કોટી ઉપાય કરો. મનુષ્ય. ૫
નાયી બ્રાહ્મણ ધર્મ સનાતન, વેદ વચન ઉચરો;
શૂરા સતીનો એજ ધર્મ છે, તારીને પોતે તરો. મનુષ્ય. ૬
અનાચારથી અવળું દીસે, દેખી દિલમાં ડરો;
ભીખનપ્રસાદ શર્મા ભાખે, પર નિંદા પરહરો. મનુષ્ય. ૭

જોગણ ભીખનપ્રસાદ પીતાંબરજી શર્મા

# પરોપકાર

## ( ગજલ )

સુગંધી ફુલ ફળ દેવા, જગતમાં વૃક્ષ ઉગે છે;
નમી બીજાં જનો કાજે, લચીને રોજ ઝૂકે છે. ૧
ગિરિના શૃંગથી પાણી, વહે નીચું ઉતરતાં તે;
રહે ના ત્યાંજ લોભાઇ, પરાયો સ્વાર્થ જોતાં તે. ૨

પશુને માનવી પાળી, વળી ખંખાળતાં મળને;
મીઠું ખારૂં બની જાએ, મળી અર્ણવતણા જળને. ૩
જુઓ માનવ કરે ગંદુ, સુરજ આવી સુકાવે છે;
વળી શોષે ગમે તેવું, છતાં સારૂં બનાવે છે. ૪
અહા પર કાજને માટે, સદા સાધુ સહન કરતા;
સુધામય વાણી દેવાથી, જગતના જીવ ઉગરતા. ૫
કદી થોડું જુઓ અથવા, ઘણાં શાસ્ત્ર જુઓ ખાંતે;
પરાયાં કાર્ય જે સારે, ગણાયે પુણ્યવંતાં તે. ૬
અમર નામો થવા કાજે, અમર કામો કરી જાવાં;
અને તેથીય ઉત્તમ છે, વિના ફળ કાર્ય કરવામાં. ૭
પ્રભુજી પૂછશે ના ના, પટારે કેટલાં નાણાં;
ખરે કહેશે ગરીબોનાં, ભરાવ્યાં કેટલાં ભાણાં. ૮
મુસાફરને સુખો દેવા, કર્યાં શાં કાર્ય તે કહેશે;
ઉડાવ્યો શોખમાં પૈસો, બધો હિસાબ એ લેશે. ૯
ક્ષણિક જીવન થતાં પૂરૂં, કર્યું જે કામ તે વહેશે;
મીઠી સુવાસ માનવની, સુગંધી ફૂલ શી રહેશે. ૧૦

વિસનગર ચકુલાલ પ્રહલાદજી વૈદ્ય

## બાળ ઉદ્‌ગાર

### ( હરિગીત છંદ )

બુરી દશામાં જ્ઞાતિ જોઇ, અંતર ઘણું મુંઝાય છે;
શાંતિ તેને આપવા, આ અરજ એક લખાય છે. ૧
બાળરૂપી વૃક્ષને, કેળવણીતણું સીંચન કરો;
તે વૃક્ષની સુસંભાળમાં, કેફી વસ્તુ દૂર કરો. ૨

તે વૃક્ષથી ઉત્પન્ન થયેલા, સંપફળને ચાખજો;
સંપ છે ત્યાં જંપ છે, એ હૃદયમાં ઉતારજો. ૩
બાળલગ્ને દુઃખ ભારી, વાત અંતરમાં ધારી લો;
એવા ઘણા કુરિવાજ ત્યાગી, તંદુરસ્તી સુખ લો. ૪
એક વાત સચોટ રાખી, બાળકોને ખીલવજો;
આ ગરીબ નાના બાળને, હૃદય શાંતિ આપજો. ૫

પાલીતાણા દુદાભાઇ ગોવિંદભાઇ ધામેલીયા

# પ્રભુને ભજોને મારા પ્રાણીઆ

## ( રાગ—પરજીઆ )

વાડી બની છે આ કારમીરે, વેગે વણસીરે જાય (૨)
કંઈ ચાલ્યાને કંઇ ચાલશે, નવાં ઉત્પન્ન થાય.
પ્રભુને ભજોને મારા પ્રાણીઆ. ટેક
ઉંચી મેડીને મંદિર માળીઆંરે, બાગ બગીચા અપાર (૨)
છત્રપતિ તે ચાલ્યા ગયા, બાંધ્યાં રહ્યાં ઘરબાર. પ્રભુને ૧
અંતે નથી કોઇ કોઈનુંરે, લ્યોને પ્રભુનું નામ (૨)
એક ઘડી નવ વિસરે, હૈયે રાખોને હામ. પ્રભુને. ૨
સત્યયુગમાં પ્રહલાદજીરે, ત્રેતામાં હરિશ્ચંદ્ર રાય (૨)
દ્વાપરમાં પાંડવ થયા, બલિને હરખ ન માય. પ્રભુને. ૩
કળિયુગ સર્વથી છે ભલોરે, હરિનું કરોને ભજન (૨)
એક મન એક ચિત્તથી, ભવજળ તરશો એ જન. પ્રભુને. ૪
સૌ સૌનું સંભાળજોરે આવે ભવનોરે પાર (૨)
નિશ્ચે નિશાનીને ભાળજો, તેથી આનંદ થાય. પ્રભુને. ૫
દાસ **મોતીરામની** વિનતિરે; સંતો માનો પ્રમાણ (૨)
ગુરુથી ભ્રમણા ભાગશે, તેથી થશે સૌ જાણ. પ્રભુને. ૬

**સરસવણી** **મોતીરામ મહારાજ**

# આડંબરી મનવાદ

## ( હરિગીત છંદ )

શું વાત કહું સંશયતણી સંશયતણા હિમાયતો,
ભ્રમણા વિષે ભૂલવા થકી ભૂલા પડયા ભવમાં અહો;
ભૂલવણી મમ જગત આ છે દોષ મોટો સમજનો,
દોષ ટળતાં ભવ છૂટે ઉપાય વિવેક વિચારનો. ૧
અજ્ઞાની તો ભૂલમાં ભમે નહિ સાન એ ભૂલોતણી,
પણ જ્ઞાની તો હુંપદ વિષે મોટપ ધરે પોતાતણી;
વિચરતાં જ્ઞાને કરી બણધું જુદું જ્ઞાની ફૂંકે,
હુંપદ બડાઇ મોહથી જ્ઞાની કદી નવ તે બને. ૨
ઉપરોક્ત અવગુણો થકી જીવન કટુ નિશ્ચે બને,
બંધાશે એથી મત બહુ સુવિચાર ગુમ નક્કી થશે;
એક મત શૃંગે વસે ને અન્ય તો તળીએ ફરે,
કલેશના આકર્ષણોથી ખરી વસ્તુ અધવચ ટીંગળે. ૩
સ્વાર્થ સાધુતા થકી કુસંપ અરિ ઉત્પન્ન થશે,
અરે વિચારો તમ કંઇ કલ્યાણ એથી શું થશે;
જોતાં મતો દ્વિપક્ષના તરી એજ તત્વ આવશે,
ગજદંતના પ્રકારથી દૃષ્ટિ બહાર ન ધારશે. ૪
દાંભિકતા ઉદ્દ્ભવનાં એ કાર્ય કોદિ નવ થશે,
શ્વાન કોહલા સમ બની ખેંચતાણ નક્કી થશે;
અધોગતિ મતોતણી અટકાવી કોઇ નવ શકે,
અર્થ કરતાં અનર્થનો ઉદ્દ્ભવ તો તરતજ થશે. ૫
આપ હણુતા અન્યનું ને અન્ય આપતણું હણે,
કહો મિથ્યાવાદમાં કોનું ભલું એ શું કરે;

હુંપદ બડાઈ મોહનો જો ત્યાગ પૂર્ણ મને થશે,
તો નક્કી ઉરથકી વિનય વિવેકજ સ્ફૂરશે. ૬
સર્વદા સંશય તજીને એકતા હૃદયે ધરે,
એજ અગ્રગણ્યથી ભલું જ્ઞાતીનું જલદી બને;
એ વિના ઉપાય એકે કલ્યાણ દર્શન નવ બને,
ધરી ચાહના એ મન વિષે, **મોહન** વિભુને વિનવે. ૭

**સુંઢીયા** **મોહનલાલ દેવચંદ માસ્તર**

## આગેવાનોને અરજ

**( રાગ–શુકદેવજી કહે છે રે પરીક્ષિત રાયને )**

ઓ નાયી વીરા ઉંધ ઉડાડી આળસ ત્યાગી જાગોરે–ટેક.
તમે જ્ઞાતિ તરફ જરા નજર કરો,
તમે હુંપદ મૂકી સેવા કરો;
તમે દયા અજ્ઞાનની જરા ધરો. ઓ નાયી વીરા. ૧
ઓ આગેવાનો બહાર પડો,
તમે વાદ વિવાદો દૂર કરો;
તમે સંપી કાર્યો સર્વ કરો. ઓ નાયી વીરા. ૨
મતભેદ મૂકી તમે કાર્ય કરો,
નિજ જ્ઞાતિજનોનું શ્રેય કરો;
તમે દંભ છોડી નિર્દંભી બનો. ઓ નાયી વીરા. ૩
અમે મંદ બુદ્ધિના જન છીએ,
તમે દોરો ત્યાં દોરાઇએ છીએ;
તમે જેમવાળો તેમ વળીએ છીએ. ઓ નાયી વીરા. ૪
તમે આગેવાનો ઝગડો કાં,
તમે વાદ કરીને બગડો કાં;
તમે ઝગડા જ્ઞાતિમાં નાંખો માં, ઓ નાયી વીરા. ૫

તમે 'રામ'ની વિનતિ ધ્યાન ધરો;
તમે સંપ કરીને કાર્ય કરો;
તમે જ્ઞાતિ માટે શિર ધરો. ઓ નાથી વીરા. ૬

વરતેજ રામજીભાઇ જુઠાભાઇ હીરાણી

## દિવસ એ દેખશું કયારે ?

### ( ગઝલ )

વદે સા નાથીનાં બાળો, વડીલોનું શરણુ ધારી;
અમારી ઉન્નતિનારે, દિવસ એ દેખશું કયારે ? ૧
તજી દઇ વૈર કલેશોને, ભૂલી જઇએ પ્રમાદોને;
અમારા પૂર્વ ગૌરવના, દિવસ એ દેખશું કયારે ? ૨
વિચારી દુષ્ટ મમતાને, કુરૂઢિ ક્રૂર કાઢીને,
ધવલ જ્યોતિ પ્રસરવાને, દિવસ એ દેખશું કયારે ? ૩
લગાડી લ્હાય વિષયોને, દીપાવી ગાતના પયને,
બને સૌ બાળ બ્રહ્મચારી, દિવસ એ દેખશું કયારે ? ૪
અમારી બેન માતાઓ, ગ્રહી વિદ્યા તણું શરણું,
ગૃહિણી પંથ દીપાવે, દિવસ એ દેખશું કયારે ? ૫
અસલની વીર માતાના, સુમંગલ પંથમાં મળીને,
સુધા સંતાનને પાયે, દિવસ એ દેખશું કયારે ? ૬
અમે સૌ જ્ઞાતિને સમજી, ફરજ સાચી બજાવીને,
બનીને ચુસ્ત મસ્તીમાં, દિવસ એ દેખશું કયારે ? ૭
અમારી જ્ઞાતિના વીરો, વિજયશ્રીને વરી લઇને,
દીપાવે કીર્તિ આ વિશ્વે, દિવસ એ દેખશું કયારે ? .
અમારા જ્ઞાતિ શ્રીમંતો, કરી નિજ સ્વાર્થને અળગો;
પરાર્થે જીંદગી દેશે, દિવસ એ દેખશું કયારે ? ૯

અમૂલ્ય નાયી બ્રહ્મનાં બાળો, ગ્રહીને બ્રહ્મને ખોળો;
વિહરતાં બ્રહ્મની પાળે, દિવસ એ દેખશું ક્યારે ? ૧૦
અજર અમર સદા સુખકર, ધુરંધર ધર્મ વિશ્વંભર ?
રસિકવર રામ સચરાચર, રમાવર પર્મ મંગલ કર ? ૧૧
વિભુવર સ્થુલ ને સુક્ષ્મે, અણું અણું ને સકલ વિશ્વે;
રહ્યો છે વ્યાપી તું સઘળે, વિનતિ આ સ્વીકારી લે. ૧૨
વદે છે દાસ **શંકરલાલ** અતિ અલ્પમતિ તુજ બાળ:
સુબુદ્ધિ અર્પોને તત્કાળ, થાયે નાયીનો ઉદ્ધાર. ૧૩

ભાનેર **શંકરલાલ જેઠાલાલ શર્મા**

# પધારોને પરિષદ્‌માં

## ( ગઝલ )

અરે ઓ જ્ઞાતિબંધુઓ, વિચારો આવેલો અવસર;
સુધારા જ્ઞાતિના કરવા, પધારોને પરિષદ્‌માં, ૧
ડરો ના લેશ બીજાથી, પોતાની ઉન્નતિ માટે;
કુધારા જ્ઞાતિના હરવા, પધારોને પરિષદ્‌માં. ૨
પાટીદારશાહીનો જુલમ, ગુજરે છે જ્ઞાતિબંધુ પર;
તેમાંથી મુક્ત કરવા સૌ, પધારોને પરિષદ્‌માં. ૩
વ્યાખ્યાનો વ્હાલથી સુણવા, સમાગમ સ્નેહથી કરવા;
દર્શન જ્ઞાતિ ગંગનાં કરવા, પધારોને પરિષદ્‌માં. ૪
વિજયધ્વજ ફેર ફરકાવા, નાયી બ્રાહ્મણનો ભાઇ;
આસન અધ્વર્યું સંભાળી, પધારોને પરિષદ્‌માં. ૫
બહુ ઉંઘ્યા હવે જાગો, સૂતા શું સોડ તાણીને;
થવાને શુદ્ધ સંસ્કારી, પધારોને પરિષદ્‌માં. ૬
કુસંપી મૂળથી લણવા, જ્ઞાતિમાં પ્રેમ પ્રસરાવા;
વહેમ સૌ વેગળા, મૂકી પધારોને પરિષદ્‌માં. ૭

સગા ને સ્નેહીઓ તેડી, સમયનો ભોગ પણ આપી;
અમૂલો લાભ લેવાને, પધારોને પરિષદ્‌માં. ૮
યુવાનો વૃદ્ધો ને બાળો, વળી જો હો યુવતીઓ;
દુઆ જ્ઞાતિતણી લેવા, પધારોને પરિષદ્‌માં. ૯
કરો સત્કર્મ અને તે, નગારાં મોતનાં વાગે;
હાથે તે સાથે સૌ કહે છે, પધારોને પરિષદ્‌માં. ૧૦

વસો શિવરામ ભુલાભાઇ શર્મા

## લીમ્બચ માતાને નમન

( ઝુલણા છંદ )

નમન છે નમન છે માત લીમ્બચને, નાયી બ્રાહ્મણતણી આદ્ય દેવી,
આદ્યશક્તિ ગણી ભક્તિ તારી કરૂં, ઉગારવા જ્ઞાતિને જ્ઞાન દેવી;
શુભ થશે જ્ઞાતિનું શ્રેય જેમાં રહ્યું, રટણ કરૂં તાહરા પાદ્ય સેવી,
નમન છે નમન છે માત લીમ્બચને, નાયી બ્રાહ્મણ તણી આદ્ય દેવી.
કઠણ કળિકાળના કંટકોમાં પડ્યા, કર કૃપા તાહરા બાળ જાણી;
ઉગરવા આશરો માત એક નથી, અવલ અજ્ઞાન દેવી ભરાણી,
સૂત રણછોડનો છગન સ્નેહે સ્તવે, ટાળ્ય અજ્ઞાન છે આશ એવી.
નમન છે નમન છે માત લીમ્બચને, નાયી બ્રાહ્મણતણી આદ્ય દેવી.

કમાણા છગનલાલ રણછોડદાસ

## અણખીલી કળી

( હરિગીત છંદ )

નાનાં મઝાનાં બાળ પર, ના વા'લ કોને આવશે,
નીર્ખી મનોહર મોહમૂર્તિ, મોહ કોને ના થશે;
રે રે ખરે જે શુષ્ક હૈયું, વજ્ર સમ જેનું હશે,
ના આવશે ના આવશે, ના વા'લ તેને આવશે. ૧

શોભે ગુલાબી ગાલને, મુખચંદ્રના સમ તે દીસે,
ને બોલી બોલે કાલી કાલી, વણ નિમિત્ત તે હસે;
વિદ્રુમ સમા ઓષ્ઠો પરે, લાલાશ કાંતિ વધારતી,
રે હાસ્ય થાતાં ઓષ્ટ વિકસે, દંતકળી શું દીસતી. ૨
અનિમિષ નયનથી બાળ ભાળી, વા'લ કંઇ વરસાવતાં,
આણી ઉમળકો અર્પી આદર, હર્ષ ઉર ઉછાળતાં;
કોમળ અનેરાં હૃદયપટ છે, શુદ્ધ અવિકારી ભલાં,
કોમળ કરો પદ અંગુલી, સર્વાંગ સુંદર કોમળાં. ૩
પામ્યા અમોલું બાળરત્ન, જત્ન કરીને જાળવો,
રોળો નહિ ગણી તુચ્છ તેને, છે ભવિષ્યે ભડવીરો;
હીરો ઝવેરી કર ચડે કે, ખ્યાલ કિંમતનો કરે,
પણ રે ચડે કુંભાર કર, ગર્ધવ ગળે કોડે ધરે. ૪
માટે વિચારી ધર્મ જે, વાત્સલ્યનો ઉરમાં ધરો,
આપ્યું પ્રભુએ બાળપુષ્પ, પ્રેમથી આદર કરો;
કોમળ કળી ને અણખીલી, જો વા'લથી સંભાળશે,
ફીટી કળી ને પુષ્પ ખીલે, તે પરિમલ પ્રસારશે. ૫
સમજુ સકળ છો આપ શાણા, વધુ વદુ તે વ્યર્થ છે,
સાધન સુધારો બાળ વા'લું, જ્ઞાતિ ઉન્નતિ સાધ્ય છે;
રે નાથ નારાયણ અમારી, અર્જ ઉર પર આણીને,
અર્પો અનેરાં પ્રેમ-શૌર્ય, ભ્રાતૃભક્તિ સર્વને. ૬

જેતલપુર **નારાયણ આશારામ માસ્તર**

# ગ્રંથમાળાના સભ્યો

ગુજરાત પ્રાંતિક નાયી બ્રાહ્મણ સભાને અંગે ચાલતી નાયી બ્રાહ્મણ ગ્રંથમાળાના એકી સાથે રૂા. ૧૦ આપી જિંદગી પર્યંતના સભ્ય થનારનાં નામ—

શિવરામ ભુલાભાઇ, વસો
વાડીલાલ જેઠાલાલ, અમદાવાદ
શંકરલાલ છગનલાલ, નડિઆદ
ભીખનપ્રસાદ પીતાંબરજી, જોગણુ
સોમેશ્વર વિઠ્ઠલદાસ, કપડ઼પુર
ફુલચંદ મગનલાલ, અમદાવાદ
કુબેરદાસ માધવજી, ભાવનગર
ડાહ્યાભાઇ ભુલાભાઇ, નડિઆદ
રણછોડભાઈ ભાઇજીભાઇ, પેટલાદ
દેવજીભાઇ રત્નાભાઇ, ભાવનગર
નારાયણ ફુલચંદ, પેટલાદ
ધુળાભાઇ હરિભાઈ, દેદરડા
પુરુષોત્તમ ધુળાભાઈ, નડિઆદ
મોતીલાલ મથુરદાસ, ડભાણ
કેશવલાલ નારણદાસ, હલદરવાસ
જીવરામ ભાઇચંદ, ખૂંટજ
લીલાધર ઝીણાભાઇ, ડુમીયાણી
મોહનલાલ અંબારામ, મહેમદાવાદ
છગનલાલ રણછોડદાસ, કમાણા
ડૉકટર પી. બી. વૈદ્ય, નેત્રા

અરજણભાઇ ઝીણાભાઇ, વર્ષા
બાબરભાઈ નાથાભાઇ, ઢુંણાદ્રા
પરશોતમ ઉગરાભાઈ, મીઠાધરવા
અંબાલાલ વિઠ્ઠલદાસ, લાડોલ
સોમેશ્વર ફુલચંદ, મેહમદાવાદ
બબલદાસ પ્રભુદાસ, વસો
પોચાલાલ બાપુજી, દાસરા
મોહનલાલ ચેલારામ, શંખારી
મણીલાલ અંબારામ, ભાલક
શંકરલાલ જેઠાલાલ, ભાનેર
નાનાલાલ શકરભાઇ, સાદરા
મેલાભાઇ ગગલભાઈ, મહુધા
અંબારામ નાથાભાઇ, સરખેજ
ખોડાભાઇ ભીખાભાઇ, કરમસદ
માધુભાઇ કીશોરભાઇ, સાદરા
કીશોરભાઇ નાથાભાઇ, હલદરવાસ
રણછોડલાલ નાથાભાઇ, ચાંગા
મહીજીભાઇ સોમાભાઇ, અડાસ
મોતીલાલ પ્રાણજીવન, અમદાવાદ